શ્રી પરમાત્મને નમઃ

( શ્રી નવીન રસીક ગાયનથી ભરપુર )

# શ્રી ધ્રુવ આખ્યાન

નાટકનાં ગાયનો.


રચનાર.

શુકલ. અંબાલાલ તાપીશંકર ખેડાના.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

જાની. ગોવિંદલાલ રામશંકર.

આવૃત્તિ ૧ લી.





અમદાવાદ.

“ સમશેર બાહાદુર ” પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૫૪—સને ૧૮૯૮.

કિમ્મત રૂ. ૦—૨—૦ ( બે આના. )

૬૮૦૭

# ધ્રુવ આખ્યાન નાટકનાં
## ગાયનો

---

૧ રાગ કલ્યાણ.

સુત્રધાર—શ્રી ગજાપતી શુદ્ધ બુદ્ધના પતી
આપને નમન કરૂં છું આપો શુદ્ધમતી—શ્રી
ઉતાનપાદ નગરનો રાજા ગુણ તણો ભંડાર
સુરતી સુમતી નામે નારી તેનો કહું હું સાર—શ્રી
સુરતી અણમાનીતી કરિને રાજાનું નહિ મન
ચતુર ને ચંચળ તો એને ધ્રુવ થયો રતંન
ખોળે બેસવા ધ્રુવ ગયા ત્યાં રાખી મન ઉલ્લાસ
ઓરમન માતો મુખથી બોલી જાઓ તમે વનવાસ—શ્રી
આખ્યાન રચવાને ધારૂં માગું તમારી સહાય
મેહેર આપની હોય દયાળું, ધારયું સઉ મુજ થાય—શ્રી

૨

નટી—જય જય જય જુગદાધાર [૨]
કરતા હરતા સૃષ્ટિ રચના, સેવકની તું સાહે કરતા
લળીને, નમીને, પાએ પડું કીરતાર—જય૦
ભકતોને તું સાહ્ય કરનાર, સ્વરૂપ સુંદર, લીલા છે મનહર
સ્વામી છે નટવર
પાપોજી કાપોજી, દાસ જાણી આવાર—જય૦
નવીન ગ્રંથમાં સાહ્ય તમારી, હીંમત જયાં નહિ પહોંચેમારી
લાવીને, ભાવીને, દાસ ઉપર કંઇ દયાય—જય૦

### ૩ (વીધીનાં કામ છે કેવાં) રાગ.

સુરતી—ગાઓ સખી આજ સૌ ચીતે, રમો રંગે રૂડી રીતે
દીવસ સુખનો અતી સારો, આપ્યો મુંને પુત્ર પ્રભુ પ્યારો
વદુ શું આજ મુંજ બેની, છટા હું શું કહું તેની
ગયું મુજ દુઃખ ટળી આજે, સફળ સૌ બેન થયાં કાજે
કરૂશું હાલ છે આવા, મનોરથ નહિ પુરા થાવા
કરી અણખામણી રાચે, તેથી દુઃખ મૂજને થાયે
તમે જોશી અહીં લાવો, વધામણી જઇ તમે કહાવો
ઠરે જન્મોતરી એની, જલદી સઉ જાઓ દીલજાની

### ૪ (કુમારમારી વાલી)

જોશી—બાઇ મારી વહાલી છે પુત્ર અતી ગુણવાન (૨)
જોશજ સારા આવે છે એના, થાશે બહુ બળવાન—(બાઇ)
નામતો ધ્રુવ આવે છે સારૂં, હેઠે ઉતારે વીમાન ,,
સુદર એને સાહ્યજ રહેશે, કુળનું ધરાવે એ માન ,,

### ૫ (થયાછોરે પતી તેજ)

ધ્રુવ—શું છેરે પ્યારી માત દુઃખ તુજને, શોચ ન ધર લગાર
પીતાએ પરહરી તુજને, જઇ કરૂં હુંજ પ્રણામ
મન જોવું, દીલ ખોવું, ઉર લેવું, જોઇ તેવું;
હેત કેવું પીતાનું મુંજપર, જોઇ અહી આવું—શું છેરે
હોરમન માનું હેતજ કેવું, જોઉ એની રીત
જઇ આવું, મન લાવું, દીલ ધારૂં, તુજ સારૂં;
માતા પીતાનું માન છે કેવું, દીલમાંહી ધારૂં—શું છેરે

### ૬ (બીક લાગે ભાઇ)

સુમતી—દુર જાને તું અભાગીઆ, હું કહુછું તુજનેરે

ઉછરંગ કોને આવી બેસે, રાખી મનરે—દુરજાને તું
જો બેસવું હોય નિરધાર, તો વન જાઓ આવાર
તપ કરી કાયા છોડી લે જે જન્મરે—દુરજાને તું
ફરી આવજે મારે પેટ, રાજ આપીશ તુજને નેટ
આવું જાણી બાળ જાઓ વનની માંહેરે—દુરજાને તું

[ ૭ ] ગભરામણ મને બાળપણમાં

સુરતી—કેમ મુખ આજ પુત્ર તારૂં શ્યામ થયુંરે
તું છે અતી શાણોરે, આજે કેમ ગભરાણોરે
કોણે દુભાવ્યો ભાઇ, ધીર રાખે મનમાં કાંઇ
સત્વરથી તું વાત કહી સુખી કરેરે
પીતા પાસે જઇ આવ્યોરે, કોણે તને દુભાવ્યોરે,
લાડક વાયા મુજ લાલા, ઝેરે વરસે છે બાલા.
તુજને દેખીને મારૂં સૌ દુઃખ ગયુંરે—કેમ

( ૮ ) આઠ

ધ્રુવ—કરૂં વાત શું મારી તું દુઃખીઆરી થઇશજ મારી માત.
સભા માંહી આજ ગયોતો ધરીને મન હામ
અપરમા એ તર છોડયો મુંજને, કરવું અતી બદ કામરે કરૂં
ખોળે બેસવા ગયો પીતાને બોલી મા વચન
બેસવાનુ જો મન હોયે તો તપ કરો જઇ વનરે—કરૂં
મારે પેટે જન્મ લેજે રાજ અપાવીશ વીર
કાયા તારી મુક્ત કરીને. આવજે મુજ શરીરરે—કરૂં

૯ (રાગ હૃદય સદ બુદ્ધી નહીં ધારી )

સુરતી—સાંભળ મુજ પુત્ર અતી પ્યારા, રખે તું શોચ કરે મારા
કયાં નથી પુન્ય અને કંઇ દાન, મળે આપણને સારૂ માન

પરભવમાં જેણે પુન્ય કર્યાં હશે, રાજ્યજ ભોગવે એહ
કુંકુ કરમ જ્યાં આપનું બેટા, બાપે ઉતારયો સ્નેહ
કરો વનમાં જઇ તપ ભારી, સાહ્ય તુજ થાશે વનમાળી
રાત દીવસ બ્રહ્માજી ભજ્યા ત્યારે, પદ્માસન પામ્યા
ધરણી ધર ધર રાખ્યો પાસે, પાતાળે નામ્યા
કરો મુજ પુત્ર કાર્ય ભારી અભાગી કહે નહિ વારી

૧૦ (રાગ ડરમાં તું દીલસાથ)

ધ્રુવ—શોચન કર આધાર માત તું શોચન કર આધાર
દુનિયામાં ખોટો ભાર——
વનમાં જાવું તપ આરાધું
કષ્ટ કરી તુજ મહેણું ભગાવું, પ્રભુ મળ્યા વિણ પાછો ન આવું
જંગલમાં જઇ તપ આરાધું; દુર્લભ ફળ કુ દેવનું લાવું
(ફીકર ના રાખીશ હરી સંભાળજે) ત્યારે તમ પુત્ર ખરોનિરધાર—મા
સુમતી—પુત્ર તું પ્યારો, પ્રાણથી વહાલો
પાણી વિના જેમ માછલું જાણી, માત ઉપર દયાકંઇ આણી
વચ્છ વીખુટી ગાય પ્રમાણી, પુત્ર વિના મુજ થાશેજ હાંણી
(મારા સમ છે, બેટા જાઇશમાં) તુજ વિના ગમે ન લગાર—

( ૧૧ ) છે ગહન ગતી પ્રભુ

સુમતિ—કરો વનમાં જવા તૈયારી, નથી ધીરજ રહેતી મારી.
પાંચ વરસની ઉમ્મર તારી, ત્યાં પડસે દુખ અતીભારી
કાયા કોમળ સુકુમારી. જાઓ માત તમે ક્યાં ટાળી—કરો
પીતાએ પર હર્યા મુજને, દીલ વાળું જોઇ તુજને
તમે ત્યાગ કરો નહિ ભાઇ, તુજ વીણ અતીદુઃખદાઇ—કરો
બીજો મારે નથી કોઇ બાળ, કોણ લેશે મારી સંભાળ
મન વાળુ કોને જોઇ, દીન મારા જાશે રોઇ—કરો,

## ૧૨ (શાં પાપ કર્યાં મેં ભારી)

ધ્રુવ—વદું વાત બધી વિસ્તારી
નવ શોક કરે પ્રીય મારી [ વદું]
ખાતાં, પીતાં, રમતાં,
હરીમળે દુઃખહરે, નહિ ફળે, તપથીતો કામસરે
જઇ જઇ જપું સુખાચારી ( વદું ]
જપું જઇ જુગરાય. તેથી કામ સૌ થાય
મળે મોક્ષ પદ માય, મરણ ફેરો ટળી જાય,
સાચા જનને છે સાહ્ય, દમુ મુજ જઇ કાય
બાને રહયો ના ઉપાય, નમુ માતતારે પાય—વદું

## ૧૩ (જલદી હુકમ થયો રે)

સુરતી—વનમાં વીચરો ભાઇરે ઓ પ્રાણ પ્યારા—વનમાં
વિચરો ભાઇરે
દુઃખ ન રાખો કાંઇરે ઓ પ્રાણ પ્યારા—વનમાં

સાખી

સાહ્યે તુજને શ્રીહરી બાન્ને બ્રહમ કુમાર
સોબત સાચી એહની, સાચો એનો પ્યાર—વનમાં
જીભ ન ઉપડે માહરી, જા કહેતાં સુત વીર
માયા નવ કરશો તમે, મળશે શ્યામ શરીર—વનમાં

## ૧૪ [લાજ છોડી છેક તેં]

નારદ—આમ શીદ જાઓ બાળ વેગથી કરી
તરૂણ વયમાં છે એટલો બીક નહિ ધરી—આમ
શું છે નામ તાહરૂં ને દેશ છે કીઓ
પીતાનું નામ શું જ છે, આ વેશ તે લીઓ—આમ
ધ્રુવ—સુરબ્બી વાત સાંભળો, ધરીને મન વહાલ

ધ્રુવ નામ માહ્યરૂં મહેણું કરયો કંગાલ
મુજ તાતને બે નાર છે, જુની તણો હું તંન
સભામાં ઉછરંગ પર, કરયું બેસવાનું મંન
અપરમાએ તરછોડીઓ, કહ્યુંજ ક્રૂર વચન
જો બેસવાનું હોએ મંન જલદીથી જાઓ વંન
ક્લેશ ભજી કાયા તજી આવજે ફરી
કઠણ શબ્દ સાંભળી હું આવ્યો નિસરી—મુંરખી

૧૫ [જા હવે રાખ મુખ નવ ભાખ]

નારદ—જા હવે બાળ, નવકર કાળ, દીલ વિચાર. સમજી સાર
માન અપમાન તું કરને દુર, જાને ઘેર, ફેડી પેર, થાશે કેર
પાંચ વરસનો બાળ, કર નહિ આવી આળ
કહું કથી, ફળ નથી, જાણીને બાળ આ વાર—જા હવે

૧૬ [સાકર]

ધ્રુવ—શું કહું પેર, બાપની મહેર, કરશી કેર, છે બહુ ઝેર
અપરમાના વાગ્યા ઘાય, નવ ખમાય, લાગે લ્હાય
જીવ આ જાય, સભામાં જાએ નાક, પહોંચે નહિ અભિલાખ
જઇ વંન, વળે મંન, ત્યારે જાઇશ નિરધાર—શું કહું

૧૭ [લાવણી]

નારદ—ઓ પ્યારા પૂત્ર તું સાંભળ વાત વિવેક
મન રાખી કબજે છોડીશ નહિ તુજ ટેક
વાઘ વરૂનો બો છે, ભાઇ જંગલની માંહી
ત્યાં હીંમત તારી પોકી શકે નહિ કાંઇ
પણ સંભાળજો જુગદીશ, વારે એ ધાશે
તુજ દુઃખે થાશી, સાહ્ય ફીકર તમ જાશે

તપ કરતાં ક્ષુધા, લાગશે અતી ગંભીર
નથી પીવાને નીરમળ નીર, સુકાશે શરીર
જો જવાનું હોય નિરધાર મધુવન જાઓ
ત્યાં તપ કરો ખટમાસ પ્રભુ સંભાળો

[આટલું કહી નારદ એના બાપ પાસે જાયછે]

૧૮ (સખી સુજન કાંઇરે)

ઉતાનપાદ નગરનો રાજા—[ધ્રુવનો બાપ]
મુની ગમે ન આંહીરે [૨]
ગયો ગયો વહાલો મુજ દીલ જાન, થશે અતિહાણુ—મુની

[સાખી]

પુત્ર પવિત્ર જાતાં મુંને, ઉપન્યો બહુ પરીતાપ
પ્યારાની છબી ઉર વિષે, જોઇ કરૂં વિલાપ—મુની
કોમળ કાયા એહની ભૂમે નહિ રહેવાય
પલંગ ઉપર પોઢતો, કાંટે કેમ સુવાય—મુની
વનમાં ફળ ફુલ અહારથી દીવસ કેમજ જાય
પુત્ર તણા વિજોગથી હવે નહિ રહેવાય—મુની
બાળ વિના આ રાજને, કરીએ શું મુનીરાજ
નવીના કહેવા થકી, કીધા અમને તાજ—મુની

૧૯ [મારા ભાગ્ય તણા નહી ]

નારદ—સાંભળ રાજા મુજ વચન. મુજને સામો મળ્યો તુજતન
ઘણું ઘણું સમજાવી કીધું, પાછો ન આવ્યો ઘેર
આશીશ દેઇને મોકલ્યો તેને જાશે રૂડી પેર—સાંભળ
થોડા દીવસમાં કૃષ્ણભજીને જલદી આવશે અહીં
રાજ ચલાવો દુઃખને ટાળી; ધીરજ રાખો કાંહી—સાંભળ

### ( ૨૦ ) ક્યાંથી આ સંભળાય

દેવલોકનું મંડળ—થાએ અતી ગભરાટ પ્રભુ મન થાયઅતી ગભરાટ
વાળશે સૌનો દાટ, પ્રભુ મન થાએ અતી ગભરાટ
મધુવનમાં તપ કરે કોઇ, ડોલે છે આકાશ,
રખે ઇંદ્રાસન માગી લેશે. તેથી અમે ઉદાસ—પ્રભુમન
તેથી પ્રભુજી આવ્યા અમે સૌ, આપજ કેરી પાસ
ઇંદ્રાસનતો ડોલવા લાગ્યું ઘડીમાં થાશે નાશ—પ્રભુમન

### [ ૨૧ સોહાનો કનરો

શ્રી પ્રભુજી દેવલોકને કહેછે—સાંભળો ધીર ધરી સૌ દેવ,—
માગે છે મારી નિત્યની સેવ ( ૨ )
ઇંદ્રાસનનો ખપ નથી એને, કાયા કષ્ટ કરયું છેતેણે—સાં૦
રાજ્ય ભોગતો જોઇતો નથી કંઇ, મેણાનો મારગો આવ્યો
અહીરે—સાં
સદા ધ્યાનજ રાખે છે મારૂં, પ્રાણથી દાસ હુ કેમ વિસારૂં સા૦
બીકન રાખો સાચું હુ ભાખું મુજથી અળગો કેમહુ રાખુસા૦
જટને રાખું અવીચળ એને મેણાનું દુખ સહ્યુંછેજએણે સાં૦

### [ ૨૨ ] પીલુ

ધ્રુવજી—સાહ્ય કરી તમે પ્રભુજી મારી, બાળકને તમે લીધો ઉગારી
તુજ ગુણ ગણતાં પાર ન આવે મોહન મુરલી મનમાં ભાવે
અદભુત શક્તી આપની પ્યારા હુકેમ પામીશપારનમારા—સા૦
વિદુરને ઘેર પકવાન ઠાર્યાં, શબરી તણાંબોરતમેઆરોગ્યાં—સા
દ્રોપદીનાં તમે ચીરજ પુર્યાં મંજારીનાં તમેબાળઉગાર્યાં—સા૦
ઘણાં ઘણાની સાહય કરીછે, ભકતોની તમે દયા ધરીછે—સા

### ( ૨૩ ] કાળી ઘટા કોયલ

ધ્રુવજી—ગાયા કેમ માગુપ્યારા, તમે સ્નેહ થકી પધારયા

પરપોટા જેવી કાયા, વિપગ છે જુઠી માયા
અંદર રહું લપટાયા, અરે સુખદેવ કરૂ તુજસેવ
ટાળીને ટેવ, મનોરથ સાર્યા,—માયા કેમ માગુ
હુ રહીશ તમારી પાસે. ચિંતા રહું જગની જાસે
અણસમજુ ગોથા ખાશે, અરે એ તાંત, રહીશતમ સાથ,
વિના ઉત પાત, ધ્યાનમા ધારયા—તમે સ્નેહ થકી પધારયા
કાયાતે ખાખ થવાની, માતા તેનહિ રહેવાની,
નારી દોલત જવાની, અરે નહિ મોઇ, મરશે રોઇ,
સવારથ જોઇ, મોહથી મારયા—તમે સ્નેહથકી પધારયા

૨૪ [માકુ લગાડોતો મારા સમછે.]

પ્રભુજી—વેગળો ન રહું પ્યારા, તુજથી પા ઘડીરે
દુ:ખમાં હું સાહ્ય થઇશ, ગરૂડે ચડીરે—વેગળો
લોકમાંજ હાણુ થશે વનમાં ગોતોરે
એ શું તપ કરી શકે, ભમતો રઝળતોરે—વેગળો
દુ:લભ હુ ફળ આપું, દેવને ન થાયરે
સાથ છોડી અહીં આવ્યો, સંભાળો જો માયરે—વેગળો
સારી રીતે રાજ્ય કરી, આવજો શ્રી ધામરે
આજ્ઞા પાળો મારી આજે, આવશે વિમાનરે—વેગળો

( ૨૫ ) અચકો મચકો કારેલી

ધ્રુવજી—મને ફળ મળ્યું છે ભારીરે, પણુજગમાં હાંસી થાશે.
માતા દુ:ખે બિચારીરે ,,
પ્રભુ પાસે માગી આવ્યોરે ,,
રત્ન મુકી માયા લાવ્યોરે ,,
પ્રભુ જાવા દીધા ફોકરે ,,

એમ હસશે દુરીજન લોકરે ,,
બાળક શું જાણે તપરે ,,
મુને મળ્યા જગ નૃપરે ,,
પ્રીતમનાં દરશન કીધાંરે ,,
અધરામૃત પ્રભુના પીધાંરે ,,

## ૨૬ (હાય થઇ અતિ હાણી)

સુરતી—હાય દુઃખ પડ્યું ભારી, પુત્ર વિના દુઃખીઆંરી
પ્રાણથી વહાલો, લાડકવાયો પુત્ર અતી ગુણવાન
તેણે કર્યું અતી અભીમાન, ગયો ગુણવાન
થયો અવિચારી—હાય દુઃખ પડ્યું ભારી
અપરમાના બોલ થકીએ તજી ગયો સકુમાર
પુત્ર વિના દુઃખ અપાર, ગમે ન લગાર
દુઃખ જારી— હાય૦
જંગલમાંહી વાઘ વરૂ છે ભૂખે નહિ રહેવાય
તેથી દુઃખે અતી પીડાય, સકોમળ કાય.
ખબર તારી— હાય૦
સુનું સુનું સરવે લાગે, પુત્ર વિના ઉદાસ
નેતો ચાલી ગયો વનવાસ મુકી નિસવાસ
બોલ ધારી— હાય૦

ગામ લોક— ૨૭ [પામ્યો પામ્યો પદમણી]

આવ્યો આવ્યો રાયે તમ બાળ હો સુખી થાઓ તમે નિરધાર
વનમાં જઇને આવ્યો છે શુરો કશી વાતે નથી અધુરો
મોરારની મળી ભાળ હો—સુખી
મોહન મળ્યા બાળક જાણી દાશની સાહયે સારંગપાણી

જગતના પ્રતિપાળ હો—સુખી

ધ્રુવનો બાપ— ૨૮ [સુકરિત કરના હોય સો કરલે)

કયાંથી આવે કુમાર સભાજન કયાંથી આવે કુમાર
ખાલી હશો શું મુજને યારો કયાંથી આવે કુમાર
વનમાં ગયા તે પાછા આવે વદો નહિ લગાર
અંધાને આંખ્યો આવે તો પછી શાનો પાર
•તો પછી સાનો પાર—સભાજન

પૂત્ર કોનો પુત્રી કોની ખોટો જગતનો સાર
નારી પ્યારી સમજે જુઠી ખોટો જગતનો ભાર
ખોટો જગતનો ભાર—સભાજન

નારદ— ૨૯ (ગીતી)

બાળ તમારો આવ્યો સાચુ જાણો મનમાં ધરો ધીર
કુળમાં પ્રગટયો દીવો સાહ્ય એને રહેશે રઘુવીર
વનમાં જઇને આવ્યો તપ કરયું છે એને અતીભારી
અચીચળ પદ એ લાવ્યો હીમ્મત કેમ જાઓ તમે હારી

ધ્રુવનો બાપ— ૩૦ (હોરી)

આનંદનો દીન છે પ્યારી આશા પુરણ થઇ છેજ મારી
ઘણા દિવસથી પુત્ર વિયોગે દુઃખ સહ્યું છેજ ભારી
વિયોગ તેનો દૂર થયો છે સાહ્ય થયા મોરારી
જવાની કરો તૈયારી—આ

મોતીની થાળે વધાવો એને લાવો સુવર્ણની ઝારી
ઘણા દિવસે પુત્ર પધારે કામ થયાં ગુણ કારી
જલદી સૌ જાઓને પ્યારી—આ

### ૩૧ (આશું સરમ મુકોને)

ધ્રુવ—આજ પ્રિતથી નમું તુને રીતથી નમું; તુજ પ્રતાપથી હું
કૃશ ભજુ

તું દયાળીરે બુધ આપીરે વન જવાને રીતિ તે સ્થાપીરે
કરયું સુખ અતી માય શાંતી દીલ માંહી થાય
પાપ પુરવેનું જાય પ્રિતે સેવું તુજ પાય
અરે ગાય અરે ગાય—પ્રભુ થયા મને સાહ્ય

ધ્રુવનો બાપ— ( મરાઠી સાખી ૬૨

પુત્ર પરણવા જોગ થયો છે વીચાર રાખું મનમાં
પ્રજા પતીની કન્યા લાયક જાણું મારા તનમાં
જાઉં ત્યાં આજે......કરે વિધી ધ્રુવ કાજે

વારા ગનાઓ— હજારો—મેરે કાનકા મોતી ૬૩

પ્રેમનુ દરદ જગતમાં જોનું
પ્રેમની ખાતર ભટકી મરે છે.
પ્રેમ કરીને રોવું—રે
દેખ દરપન દુનિયા વિશે ઉલટા સુલટી જોય
પ્રેમીની પીછાણતો ત્યાગીને નવ હોય
પ્રેમનો કીડો કાળજુ કોરે
દીલનો પડદો ક્યાં ખોલું—રે
શાંતી શાંતી. જગમાં ઘણી અવિચળ રહો આ રાજ
સદા સુખી રહો મોજમાં કીરતીવંત મહારાજ
જોડું અવિચળ આરહો વધે વડીલનુ નામ
રાજ અમર ધ્રુવ તમ તણું રાખે અવિચળ રામ
રાજ સદા સુખશાન્તિમાં રહેજો

લંપટ નામ નહીં હોજો—પ્રે

પ્રનોભાઇ— ગીતી ૩૪

આ મૃગ ચારો ચરતો દેખું નજરે શીકાર છે સારો
ફરી ફરીને થાકયો જોઇ મુજને ભરે છે એ ફાળો

જાસુસ— ગભરામણ મને ગડપણમાં

હે બાઇ બીના કેનાં શુદ્ધ જશે ભોરીરે
શિકારે ગયાતા શાણારે દુષ્ટને હાથે મરાણુ રે
આ ખબરજ કેનાં બાઇ ધીરજ નથી ધરાઇ
આ સાંભળતાં દુઃખી થશે બાઇ મારીરે
મૃગ વનમાં ભુલ્યા પડયારે જક્ષો આવી ત્યાં ચડયારે
ત્યાં જોર બાઇ શું ચાલે દુષ્ટનો હાથજ સાલે
મનુંષ્યનોતો પ્રહાર લાગે ક્રુર જારીરે

ધ્રુની ઓરમન મા— [માતા પીતાને છોડીને રહેવાશે]

૩૫

પુત્ર તણા વિજોગથી રહેવાશે કેમરે
મળુ કયાં બાળ તુજને ન આવી રહેમરે
માતા કહી બોલાવે કોણ હજુર તે રાજી કરે
વિકાળ જંગલ એકલો રહીશ પ્રાણરે—મા
હાજી હા કહે તો હમેશાં આવી હાજી કોણ કહે
એ ઇક્ષ છે સૌથીસ ચરણે પ્રાણીનાં સૌ દુઃખ લહે
ભેગી કરજે તું પુત્રને દયાળું દેવરે
ઉપકાર માનું તાહરો લેજે આ સેવરે

ગ્રીઓ— (ઉજેની રંડાણી આજ) ૩૬

દયાળુ બાઇ નાશ થઇ આહાય હાય

થઇ બે હાલ દુખ અપાર સુણતાં આ પ્રજા
હાય હાય હાય હાય—પુત્ર આ જતાં—૬

ધુનીશ્રી [કામણ દીસે છે અલબેલા તારી ] ૩૭
મારા ચતુર પતીની ભાળ અરે કોઇ લાવશેરે
મારા પ્રેમીલા ભરથાર પ્રેમ બતાવશેરે
સામળીઆની પ્રીતી લાગી ઘેલી ગોપી રમશે નાગી
પ્રેમી પ્રીતમ પ્યારો અકળાવશેરે મારા
મન રૂપી હિંચોળે બેશી બુદ્ધી બળદોરીએ બાંધી
પ્રીતમને હીંચાડું મોજ એ માણશેરે—મા

લક્ષમી— કામછે દુષ્ટવિકારી ૩૮
શાંતી ધરે ગમસકજન આસમયે શાંતી ધરે મમ સજતી
પ્રિતમના તું જાપ જપે છે લાગી છે તારી લગની—આ
ક્ષણની અંદર ધીરતછીને સોક કરે કેમ ભગની—આ
પ્રેમ પરિક્ષા જાણી બેનીમમ દીલને નવ ઠગની—

(આવો આવો ચતુર સુજાણ) ૩૯

ભ્રમી—આવો આવો રસીલા સુજાણ પ્યારા મારા—આ
હાજર [૪] તાબે થયો તમ દાશ—પ્રાણ પ્યારી—તા
ગુણવંતો પણ પ્રેમ પીડાએ પ્યારી દાસનો દાસ
વિરહ પીડાએ જોબન વંતો
અરે પ્રાણ હું દાસની દાસ
તમ લીધે પ્રકાશ રહો હમેશ પાસ—આ

(ક્યાં ખશીઆ રશીઆ મન વસીઆ) ૪૧

ભ્રમી—છો વશીઆ મનમાં ઠસીઆ મારા રંગીલા
'હવે જવાદો' પ્રીત કરીને જવાનું ક્યાંછે

શીદ શાણી મુજને રોકેરે—ઓ પ્રીતમજી
કંથ વીણુ કાયા નકામીરે પીયુ જાશો નહિ
કટાક્ષે કામણ કીધુરે મારી રંગીલી—છે કયાં વેલી, બકવામેલી,
મારા પ્રાણ તમે કંઇ જાતાના—છો
રશીલી આમ બોલાય કે?
તારે બાળીને જવાય કે?
તારે ઘરમાં બેશી રહેવાય કે?
ત્યારે કયારે પધારશો?
ઇશ્વર મેળવે ત્યારે
મોહનજી લજા રાખેરે—તમે હઠતાના

## વસંત તિલકા ૪૨

ધ્રુ—બાપ—આપ્યો મને વિજયી પુત્ર પ્રભુ પ્યારે
પુન્યાતમ ઇશ સુખ દુઃખમાંથી તારે
કુળને શોભાવ્યું ઇશનાં ભકતીએથી
લાખેણો લાવો આવ્યો ઇશને ભજેથી

## [શીખરણી] ૪૩

પીતા ગાતા મારાં વરસ સરવે તો થઇ રહયાં
કહેલાં વિષ્ણુએ વચન આજે સહુ ફળયાં
જુઓ ફુલની વૃષ્ટી સ્વર્ગમાંથી પ્રભુ કરે
સુખે સમતા જાગી હરીહર સરવે દુઃખ હરે

## ૪૪

સર્વ—સાહ્ય થાઓ મોરાર અમપર—સા
પુત્ર મળોતો આવા મળજો કુળનો કરે ઉધ્ધાર—અમ
મ્હેણાનું ફળ ધ્રુવજી પામ્યા પામ્યા અવીચળ પદ—અમ
સુજ્ઞ સ્નેહી આર્યા બાઇઓ છોડો મોહને મદ—અમ
નાટય નવિન મેં બનાવ્યું ભાઇ રાખી મનમાં વહાલ—અમ

ભૂલ ચુકમાં માફી કરજો કહેકે અંબાલાલ—અમ
જીલ્લો ખેડાનો હું વતની રાજનગર રહુ હાલ—અમ
વાંચો વડીલ મમ મીત્રો રોજે થાઓ ખુશાલ-અમ

## સમાપ્ત.

## અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકનાં નામ.

૧૦ વનમાળી લાખાભાઇ
૧૦ કડીઆ નાનશા છોટાલાલ
૧ બાપુ ભાઇ બાપચંદ
૧ છગનલાલ ભોગીલાલ
૧ ડાહ્યાભાઇ નથુભાઇ
૧ મણીલાલ હરગોવન
૧ પ્રાણશંકર ગણપત
૧ વ્યાસ જમનાશંકર કૃષ્ણારામ
૧ કાછીઆ ફુલચંદ હીરાચંદ
૧ ઠા. ભાઇજી બાપુજી
૧ પા. ગોરધનદાસ ત્રીભોવન
૨ મગનલાલ મનસુખરામ
૧ સુનાર મગન નાનશા
૧ દલશુખ પાનાચંદ ઘાંચી
૧ મોતીલાલ ભોળાનાથ
૨ કડીઆ દલસુખ રણછોડ
૨ કડીઆ ગગલ છોટાલાલ
૨ મંગળ ચકાશા કડીઆ
૨ મણીલાલ સાંકળચંદ કા.
૧ કડીઆ મગન કવળ
૧ કડીઆ જાદવ કેવળ
૧ માસ્તર કાળીદાસ મોતીરામ
૧ કન્ટ્રાક્ટર ચંદુલાલ મોતીલાલ
૧ સોમનાથ મગન કડીઆ
૧ પટેલ જેઠાલાલ
૧ જેઠાભાઇ માધવ
૧ પા. રણછોડ હરગોવન
૧ મંગળ ચકુભાઇ
૧ માણેકલાલ મગનલાલ
૨ કડીઆ બાબાલાલ મોતીરામ
૨ કડીઆ જીનાભઇ આતમારામ
૨ મથુર હરગોવન
૧ સઇઆ ચીમનલાલ વરજલાલ
૩ ચમનલાલ કેશવલાલ
૧ વ્યાસ હરીલાલ પીતાંબર
૧ ડાક્તર દેવીડ સુલેમાન
૧ પા. રણછોડ અમૃતલાલ
૧ બળદેવ રૂપશંકર
૧ વાડીલાલ બાલાશંકર
૪ મગનલાલ ભીખાભઇ બંડેરીપર
૫ ભોગીલાલ લલુભઇ કાળુપુર

# જાહેર ખબર.

## વડીલ મીત્રો વાંચો.

શું લખું ને શું ન લખું વધારે વિવેચનથી લખું તો બાઇઓ કહેશેકે કોઇ ગરપીદાસ હશે. પોતાના કામમાં કંઇ ભલીવાર નહિ છતાં વિવેચન એવું કરશે કે માણુસ ખુશી થાય, પણ બાઇ ટુંકમાં એટલુંજ કહેવાનું કે નિચે લખેલી શુદ્ધ વનસ્પતીનીને અકસીર દવાઓ છે ને એકવાર મંગાવી ખાત્રી કરો.

| આ દવાઓ થોડા વખતમાં આરામ કરે છે | | રૂ. |
|---|---|---|
| ધાતુપુષ્ટની ગોળી ૩૦ નો | | ૧—૦—૦ |
| ચાંદી, બરનીઠળ, ખસ, દાદર, ખરજવું, ગુમડાની | તો. ૧ના | ૦—૪—૦ |
| પરમીઓ | ” | ૦—૩—૦ |
| ફુલું, ઝાંખ, પરવાળું, ગરમીની અકસીર દવા | ” | ૩—૮—૦ |
| વિદ્યાવર્દ્ધક ગોળી જે ખાવાથી વિદ્યાર્થીની તકેશકતી વધે છે, તેમ મનોવૃત્તિ ઠેકાણે રહે છે, ને ખાલી પડેલા મગજને ઠેકાણે લાવે છે | ગો. ૧૬નો | ૧—૦—૦ |
| મુસાફરી કરનાર માણસોને રાત્રે જાગવું પડે છે તથા સાવચેત રહેવું પડે છે તેની ઉતમ | ગો. ૨૫નો | ૧—૦—૦ |
| વાળ મોટા કરવાની દવા | તોલાના | ૦—૪—૦ |
| વાળ કાળા કરવાની દવા | તોલાના | ૦—૪—૦ |
| મોના ખીલ કાઢવાની દવા | તોલાના | ૦—૩—૦ |
| કાળા માણસની સફેતીની દવા | તોલાનો | ૧—૦—૦ |
| ગાયનના શોખીનો માટે રાગ સુધારવાની | ગોળી ૧૨નો | ૧—૦—૦ |
| કોઇ રૂતુમાં શરીરે પરસેવો બહુ થાય નહિ | ડબ્બીના | ૦—૬—૦ |

ગુજરાતી દરેક બુક બનાવી આપનાર તથા સુદર રાગોમાં નાટકો બનાવી આપનાર.

શુ. અંબાશંકર તાપીશંકર,
ઠે. હાજા પટેલની પોળ, દલપતરામ કવીની જોડે,
મુ. અમદાવાદ.